શ્રી

શ્રીમાન બરવાની નરેશ મહારાણા શ્રી સર રણજીતસિંહ:
સાહેબ બહાદુર મહારાજાશ્રીત કે. સી. આઈ. ઈ.

## શ્રી આર્યોદય નાટક સમાજ

# ચંદ્રગુપ્ત નાટકનાં

## ગાયનો અને ટુંકસાર.

રચનાર મહારાણીશંકર અંબાશંકર શર્મા.

છપાવી પ્રસિદ્ધ કરનાર

બચુભાઈ શીવપ્રસાદ.

મ. ઓફ શ્રી આર્યોદય નાટક સમાજ.

માનેકભવન ... —અમદાવાદ.

આવૃત્તિ પહેલી. પ્રત ૨૦૦૦.
વિક્રમાર્ક ૧૯૭૯ સને ૧૯૨૩.

મૂલ્ય ૪ આના.

# ચન્દ્રગુપ્ત નાટકનાં મુખ્ય પાત્રોની જાણ પીછાણ.



## પુરૂષ પાત્રો.

**ચન્દ્રગુપ્ત**—મગધ મહારાજા ધનનંદ અને મુરાનો અજ્ઞાત પુત્ર. ચાણક્યનો પ્રિયભક્ત, ભાગ્યયોગે રંકમાંથી બનેલો પર્વત, ગ્રીક રાજા સેલ્યુકસનો વિજેતા અને ગ્રીક પુત્રી અંપનાનો હૃદયકાન્ત.

**સિંહરાજ**—અજ્ઞાતવાસમાં ગોવાળિયાઓને ત્યાં ઉછરેલો ચન્દ્રગુપ્ત.

**વિષ્ણુગુપ્ત ઉર્ફે ચાણક્ય.**—પ્રસિદ્ધ રાજનીતિજ્ઞ બ્રાહ્મણ. ચન્દ્રગુપ્તનો ગુરૂ. નંદવંશનો ઉચ્છેદક અને ચન્દ્રગુપ્તને મગધ રાજ્યાસને બેસાડી મૌર્યવંશનો સ્થાપક.

**ધનનંદ**—મગધ રાજ્યનો ભોળો વિશ્વાસુ રાજા, એકવાર તજાયેલી પણ પાછળથી પ્રેમપાત્ર બનેલી રાણી મુરાના મોહમાં પડેલો અને ચાણક્યની કૂટ નીતિનું બલિદાન થઈ ગયેલો ચન્દ્રગુપ્તનો પિતા.

**સુમાલ્ય**—ધનનંદની બીજી રાણી સુનન્દાથી થએલો મુર્ખ પુત્ર. ચોટલી કાપું હજામ મંડળના "બાનવંતા સુરપતી."

**રાક્ષસ**—મગધ રાજા તથા નંદવંશનો રાજભક્ત, એકનિષ્ઠ, સત્યપ્રિય પ્રધાન. ચાણક્યની કૂટનીતિને પણ કંપાવનાર, પાછળથી બનનાર ચન્દ્રગુપ્તનો અમાત્ય.

ભાગુરાયણ—મગધ રાજ્યનો સેનાધ્યક્ષ. ચાણુક્ય, ચન્દ્રગુપ્ત અને મુરાનો પક્ષપાતી.

સિદ્ધાર્થક—ચાણક્યનો ચતુર અને રમુજી જાસુસ-શિષ્ય જોશી, ભિક્ષુક, અને શંકટદાસ આદિ બનાવટી જાસુસી નામોથી ચાણક્ય ચન્દ્રગુપ્તની સિદ્ધિનો સાધનાર. સુમતિકાનું પ્રેમપાત્ર.

ચન્દનદાસ—પ્રધાન રાક્ષસનો વિશ્વાસપાત્ર અનન્ય મિત્ર.

હિરણ્યગુપ્ત—પ્રધાન રાક્ષસનો વિશ્વાસુ જાસુસ, સુમતિકાને હાથે ઠગાઈ ખાધેલો ચાણક્યનો શિકાર.

સેલ્યુકસ નિકત્તર—ગ્રીસનો રાજા. અથેનાનો પિતા.

પર્વતેશ્વર—હિમપ્રદેશનો રાજા. સેલ્યુકસનો ખંડીઓ.

મલયકેતુ—પર્વતેશ્વરનો પુત્ર.

વાઘ—ચન્દ્રગુપ્તનો પાલક ગોવાળ.

દારૂવર્મા—તોપ-દારૂ ખાતાનો ઉપરી.

ઉપરાંત—શિષ્યો, દરબારીઓ, ખુશામતીઆ, ગોવાળો, ગ્રીકો, રાજવંશીઓ, હજામો, શહેરીઓ, લશ્કરીઓ, વૈદ્ય, બ્રાહ્મણો, દુતો, ઘાતકો ઇત્યાદિ.



# સ્ત્રી વર્ગ.

**અથેના**—સેલ્યુકસની વીરપુત્રી ચન્દ્રગુપ્તની જીવનેશ્વરી.

**મુરા**—ચન્દ્રગુપ્તની માતા, રાજા ધનનંદથી તજાએલી પણ પાછળથી તેની પ્રિયતમા બનેલી રાણી. નંદનો નાશ કરવામાં ચાણક્યનું થઇ પડેલ મદદગાર હથિયાર; આખરે નિવડનારી પતિભક્તિ-સતી.

**સુનંદા**—સુમાલ્યની માતા, ધનનંદની બીજી રાણી.

**સુમતિકા**—મુરાની ચતુર દાસી, સિદ્ધાર્થકની અર્ધાંગનાનેજોડી.

**વૃન્દમાલા**—મુરાની ધર્મ પરાયણ વૃદ્ધ દાસી.

**સુશીલા**—ચન્દનદાસની સાધ્વી સ્ત્રી.

**ઉપરાંત**-ગોવાળણ, સખીઓ, દાસીઓ ગ્રીક વીરાંગનાઓ ઇત્યાદિ

**સ્થળ**—પાટલિપુત્ર, હિમપ્રદેશ, અને એ બે સ્થળોની વચ્ચેનાં ગામ, આશ્રમ અને પહાડી જંગલ.



॥ ॐ नमस्तु ॥

# નાટકનો સંક્ષિપ્ત સાર

## પૂર્વ વૃત્તાંત.

લગભગ ૨૨૦૦ વર્ષ પહેલાં મગધ પ્રાન્તના પાટલિપુત્ર નગરમાં રાક્ષસ નામના પ્રવીણ રાજભક્ત પ્રધાનની મન્ત્રણામાં રાજા ધનનન્દ નિષ્કંટક રાજ્ય કરતો હતો. અમુક સમય વીતતે, કિરાતરાજ્યને જીતતે સેનાપતિ ભાગુરાયણે ત્યાંની એક રાજસુંદરી મુરા સાથે ધનનંદનું લગ્ન કરાવ્યું, જે મુરામાંથી પહેલો રાજવારસ પુત્ર ઉત્પન્ન થયો, પ્રધાન રાક્ષસ આ લગ્નની વિરુદ્ધ હતો જેથી મુરા માટે રાજાના દિલમાં કોઈપણ રીતે વિષ ભર્યું. તેણીને શુદ્ર-જાતિની ગણાવી રાજાથી છુટી પડાવી કેદ કરાવી. વળી નંદવંશ પવિત્ર રહે એ બહાને તેણીના વ્હાલા દુધપિતા બાળકને વછોડાવી મારાઓ દ્વારા મારી નાખવાની ગોઠવણ કરી. રાક્ષસે મુરા ઉપર સુનંદા નામની બીજી રાજકુમારીથી રાજાનું લગ્ન કરાવ્યું જેને મુખ્ય પુત્ર થયો અને તે સુમાલ્ય, આજે એ વાતને અઢાર વર્ષ થઈ ગયાં છે.

## અંક ૧ લો.

ભારતી—અનુપ્રાર્થ નામાંક નાટકની ઝાંખી રૂપરેખા. ભારતની પ્રાચીન સામાજિક તથા રાજકીય અવસ્થાના સંબંધમાં નટી-સુત્રધાર વચ્ચે ચર્ચા. બ્રિટિશ સામ્રાજ્ય અને ચન્દ્રગુપ્તના સમયની તુલના. હિન્દની પુરાણી જાહોજલાલીની ઝળક ગાઈ વિરામ થવું.

## પ્રવેશ ૧ લો.

**સ્થળ—પાટલિપુત્રનું જનાની બંદિગૃહ. કાળ—બ્રાહ્મમુહૂર્ત.**

પાટલિપુત્રના રાજા ધનનંદની ત્યજાએલી મુરા રાણી બાર વર્ષથી કેદખાનામાં સડતી તેમ પુત્ર મરણના શોકથી પ્રમત્ત જેવી દેખાઇ રહી છે. દાસી ઇન્દુમાલા સાન્ત્વન આપે છે. મુરાની શોક્ય સુનંદા રાણીના પુત્ર સુમાલ્યને આજે યુવરાજપદનો અધિકાર આપવાનો હોવાથી સર્વ કેદીઓની સાથે મુરાના પણ છુટકારાના સમાચાર લાવતી દાસી સુમતિકા પ્રવેશે છે. તેવાજ સમાચાર સંભળાવતો ઢંઢેરો. પોતાના મૃતપુત્રના સ્થાનમાં શોક્યના છોકરાનો મંગળ ઉત્સવ સાંભળી મુરાની વિશેષ દીલગીરી, વિહ્વળતા અને હાયબળાપ કરે. સેનાધ્યક્ષ ભાગુરાયણ મુરાને માનપૂર્વક છોડી, તેણીની તરફ પોતાની પુર્ણ સહાનુભૂતિ બતાવી સમય આવે એક બાપની માફક મદદગાર થવા વચન આપી જાય છે. મુરાનો ભયંકર ક્રોધ પુત્રના વૈરનો પુરતો બદલો લેવાની ક્રૂર આંતરપ્રતિજ્ઞા શોકમૂર્છિત મુરાને પાલખીમાં બહાર લઇ જવી.

**સીન ટ્રાન્સફર. ( દશ્ય પરિવર્તન )**

## પ્રવેશ ૨ જો.

**સ્થળ—પાટલિપુત્રની રાજસભા.**

વાજતે ગાજતે સુમાલ્યની સવારી આવે છે. અભિષેકની સર્વ મંગળ ક્રિયા થાય છે, તેમાં સઘળાં અમંગળ ચિન્હો દેખાય છે. સુમાલ્યની બેવકુફીનું હાસ્યજનક પ્રદર્શન. રાજા ધનનંદ પ્રવેશી યુવરાજપદ આપે છે સેલ્યુકસની પુત્રી આથેના ગ્રીક રિવાજના સ્વયં-

વરથી પરણવાની છે. ત્યાં પધારવા યુવરાજ સુમાલ્યને આમંત્રણ હોવાથી પ્રધાન રાક્ષસ ખબર આપે છે. સુમાલ્યને બાણુરાયણ સાથે મોકલવાની રાજા સંમતિ આપે છે બ્રાહ્મણ, ભિક્ષુકોને દાન દેવાય છે. ત્યાં વિષ્ણુગુપ્ત ઉર્ફે ચાણુક્ય અને તેનો રમુજી શિષ્ય સિદ્ધાર્થક પ્રવેશે છે. આસન આદિનો કંઇપણ સત્કાર નહિ મળવાથી ચાણક્ય રાજાસન પર બેસે છે. બૌદ્ધ રાજા ધનનંદ બ્રાહ્મણ ચાણુક્યનું અપમાન કરે છે, ચાણુક્ય, રાજાને બ્રાહ્મણત્વનું ભાન કરાવે છે. રાજાનું આક્રત્ય. બ્રહ્મણત્વ અને ક્ષત્રિયત્વનું વચે ચકમક, ઘોર અપમાનના બદલામાં નદવંશના નાશ કરવાની પ્રતિજ્ઞા રૂપે ચાણુક્ય શિખા ( ચોટલી ) છોડી નાખે છે અને જ્યાં સુધી પ્રતિજ્ઞા પુર્ણ થાય નહિ ત્યાં સુધી શિખા નહિ બાંધવાની ધમકી આપી ચાલ્યો જાય છે, સતપ્ત થયેલા રાજાને મુરા મોહકવેશે પ્રવેશી પોતાનાં દિવ્ય સંગીત તથા હાવભાવથી પ્રસન્ન કરે છે અને ફરીને રાજાનો પ્રેમ મેળવતી બેટે છે. ટબલો.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—પાટલિપુત્રથી એક કોસ દુરનાં પહાડી ગામ પાસેનો બાગ

સિદ્ધાર્થક સાથે ચાણુક્ય પોતાની પ્રતિજ્ઞાના નિભાવની ચિંતા કરતો પ્રવેશે છે. ગોવાળ છોકરાની રમત ભારત રાજા બનેલા સિંહ-રાજ અને ગ્રીક રાજા સિકન્દર બનેલા હાથીઆની ટોળી વચ્ચે ખોટી લડાઇ સિંહરાજ સાચા આવેશમાં હાથીઆને મારવા તૈયાર થઇ જાય છે કે ચાણુક્ય એકદમ વચ્ચે પડે છે. ચાણુક્ય સિંહરાજના હાથ અને મસ્તકની પરીક્ષા કરે છે જેમાં સઘળા ચક્રવર્તી રાજાનાં લક્ષણો દેખાય છે, સંવાદ. સિંહરાજના પાળકના માતપિતા આવે છે

ચાણક્ય ખુલાસો પુછે છે, વાઘ ગોવાળ સિંહરાજ સંબંધી ખરી હકીકત જાહેર કરે છે. ચાણક્ય, સિંહરાજનું ચંદ્રગુપ્ત નામ પાડે છે અને તેને પોતા કને સોંપી દેવા ગોવાળ પાસે માંગણી કરે છે સિંહરાજ ચાણક્ય સાથે જવા તૈયાર થાય છે અને ગોવાળો પણ માની જાય છે. સેલ્યુકસ તથા પર્વતેશ્વરના માણસો ગાય બળદને લુટી જાય છે જેને પાછાં મેળવવા ચાણક્ય, ગોવાળ તથા સિદ્ધાર્થક સાથે સિંહરાજને મોકલે છે અને ફરીને સિંહરાજને ચાણક્ય આશ્રમે લઇ આવવા સિદ્ધાર્થકને ભલામણ કરતો જાય છે. બાળક માત પીતાથી સિંહરાજનું કરૂણાભાવે જુદા પડવું.

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—હિમપ્રદેશમાં સેલ્યુકસના ખંડીઆ રાજા પર્વતેશ્વરનું રાજ્ય–રંગ–ભવન

સેલ્યુકસની પુત્રી સાથેના સખીઆ સાથે ડેન્સ કરતી પ્રવેશે છે. પરસ્પર શૃંગારવિનોદ. સ્વયંવરમાં યોગ્ય વર મળવા વિષે અથેનાના સંકલ્પ વિકલ્પ. સિંહ પકડાયાના સમાચારથી અથેનાની ખુશી સેલ્યુકસ પર્વતેશ્વર તથા મલયકેતુનું પ્રવેશવું. બીજા જંગલી પ્રાણીને બદલે સિંહ પકડાયાથી તેને કોઇ વશ નહી કરી શકે માટે મલયકેતુને પરણવા અથેનાને સેલ્યુકસનો આગ્રહ. સિંહને વશ કરનારનેજ પરણવા અથેનાની દૃઢતા પિતા પુત્રી વચ્ચે લગ્નનાં તત્વ મહત્વ તથા સ્વાધીનત્વ સંબંધી ગરમ સંવાદ. પાંજરામાં પુરેલા સિંહને અંદર લાવવો. સિંહ પકડાયાનો ખુલાસો. સિંહરાજ અને સિદ્ધાર્થકને પ્રશ્નો. સિદ્ધાર્થકના રમુજ ભર્યાં અને સિંહરાજના બહાદુરી ભર્યાં ઉત્તરો. સિંહરાજ પ્રતિ અથેનાની પ્રીતિની પ્રતીતિ. બીજા

રાજવંશાઓનું આવવું. અથેનાની સ્વયંવર-શરત. સર્વનું સિંહથી ડરવું. અને પલાયન થવું. સિંહરાજનાં વાક્યોથી સેલ્યુકસ ગુસ્સે થઇ તેને સિંહના પાંજરામાં નાખવા હુકમ કરે છે. અથેનાનો પ્રેમપ્રકાશ સેલ્યુકસનો ક્રોધ સિંહરાજનું સ્વયસિંહના પાંજરામાં કુદવું. સિંહની સિંહરાજ તરફ સ્નેહભરી ગેલ. પાંજરૂં તોડી સિંહરાજનું બહાર નિકળવું. અથેના વરમાળ પહેરાવે છે. ભય વિસ્મય. ટેબ્લો.

## પ્રવેશ ૫-મો.

**સ્થળ**—પર્વતેશ્વરના રાજભવનનો બાહ્ય ભાગ.

પોતાના જેવા ગરીબ ગોવાળ તરફ પ્રેમ નહિ બતાવવા સિંહરાજની અથેનાને પ્રાર્થના. અથેનાની સિંહરાજ પ્રતિપ્રીતિ અને ભક્તિ સાથે લઇ ચાલવા અથેનાની સિંહરાજને વિનંતી. યુદ્ધ. સેલ્યુકસ વચ્ચે પડે છે. બન્નેનું જુદા પડવું.

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—પાટલિપુત્રમાં સુરા-ધનનંદના મહેલ પાસનાં રાજ્યોધાનનો આગલો ભાગ.

અપંગની શેતરજ ગોઠવણ્તો અને મુરાને મળવાની મુરાદ કરતો ચાણક્ય વીરવલ સાથે પ્રવેશે છે. સુમાત્યના મુરબ્બીપણા નીચે હજામ મંડળનું આવવું. હજામ મંડળની સ્થાપના અને કાર્યવાહીની ગંમત હકીકત એક અજાણ્યા બ્રાહ્મણનું હજામત કરાવવા ત્યાં આવવું અને ફસી પડવું. તેની ચોટલી કપાવી અને બીજવણી ચાણક્ય છોડાવે છે. ચાણક્યને કુરી ચોટલીવાળો જોઇ હજામ મંડળની ધમકી મુરાને સામેથી સંભળાવવા ચાણક્ય પોતાને મુરાના પિયરનો રાજગુરૂ જણાવી વિષ્ણુગુપ્તમાંથી ચાણક્ય નામનો નવો નીતિ-પાઠ ભજવવો શરૂ કરે

૧૦૧૬૯



છે; ચાણક્યની ચોટલી કાપવાની હજામ મંડળ તજવીજ કરે છે કે એકદમ મુરા પ્રવેશી તેઓને ભગાડે છે. ચાણક્યને પોતાના પિયરના રાજગુરૂ સમજી મુરા સત્કારે છે. ચાણક્યની ચાલબાજી. મુરાને તેણીના પુત્ર મરણ માટે ઉશ્કેરે છે. તેણીના પુત્રના સ્થાનમાં સિંહરાજ-ચન્દ્રગુપ્ત કે જેને ચાણક્ય તેણીના પ્રદ્યુમ્ન ભાઈના પુત્ર તરીકે પ્રસિદ્ધ કરે છે તેના તરફ મુરાની તીવ્ર લાગણી જગાડે છે. પોતાના કૃત્રિમ ચન્દ્રગુપ્તને પોતાપાસે લાવવા અને પોતાના પુત્ર વધના વેરમાં મદદગાર થવા મુરાની ચાણક્ય સામે કાકલુદી, ચાણક્યની મસલતા કબુલાત અને ખુશી.

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—હિમપ્રદેશમાં ચાણક્ય-આશ્રમ

લુટારૂ ગ્રીકોને પકડી પાડવા માટે ચાણક્યના શિષ્યો સિંહરાજને શાબાશી આપે છે. ગ્રીકોને છોડાવવા અથેના ત્યાં આવે છે. પ્રેમ-વિકાસ ઉભયની સહૃદય સ્નેહ-સંકલના. મલયકેતુનો દ્વેષ, સિંહરાજના સિંહનો ભય, પહાડ ઉપરથી ચાણક્ય આશ્રમને તોપને ગોળે ઉડાડવાનો સંકલ્પ કરી ચાલ્યા જવું. અથેનાનું સિંહરાજ પાસે ભાવિ પ્રેમનું દાન માગવું સિંહરાજનો સ્વીકાર. અથેનાનું વરમાળ આરોપી વિદાય થવું. ચાણક્ય સાથે ચન્દ્રગુપ્તનું પાટલિપુત્ર જવું. ગ્રીકો પહાડપરથી આશ્રમને ઉડાવે એ ત્યાં પહાડ જ્વાળામુખી થાય છે. સીન ટ્રાન્સફર.

## પ્રવેશ ૮ મો.

### સ્થળ—ધનનંદનું વિલાસભવન

મુરાની મોહ જાળમાં જકડાએલા રાજા ધનનંદની મુરા સામે આતુરામ-ગોષ્ઠિ. રાજાને પુરતો વશ કરવાની મુરાની પ્રપંચ-આજ્ઞા.

ચાણક્ય ચન્દ્રગુપ્તને લઇને આવે છે રાજા અને મુરાની પ્રસન્નતા રાજા ચન્દ્રગુપ્તને પોતાના અંગરક્ષકની તેમ લશ્કરી સરદારની પદવી આપે છે. મુરાને વધારે ખુશ કરવા પોતાની હયાતીમાં રાજા ચન્દ્રગુપ્ત ઉપર મુકુટ મુકવા જાય છે કે એકદમ રાક્ષસ આદિનું આવવું. ટેબ્લો.

( ડ્રોપ સીન )

## અંક ૨ જો.

### પ્રવેશ ૧ લો.

**સ્થળ**—રાક્ષસ પ્રધાનનું દીવાનખાનું.

રાક્ષસ પ્રધાન તેના વિશ્વાસુ જાસુસ હિરણ્યગુપ્ત સાથે મસલત કરતો પ્રવેશે છે. ચાણક્ય સાથે સંબંધ ધરાવવા માટે ભાગુરાયણ ઉપર શંકાની દ્રષ્ટી મુરાના મહેલની હકીકત જાણતા રહેવા તેણીની સુમતિકા દાસીને ફોડવાની ખટપટ કરવા હિરણ્યગુપ્તને મોકલવા ભાગુરાયણનું આગમન અને રાક્ષસ સાથે સંદિગ્ધ વાતચીત ચાણક્ય માટે ચેતવણી. રાક્ષસ તરફથી પોતાનું અપમાન સમજી આંતર ક્રોધ દર્શાવી ભાગુરાયણનું જવું. જાસુસ સિદ્ધાર્થક દ્વારા ચાણક્ય, રાક્ષસની શંકાનો નાશ કરે છે. સુમતિકાને લઇને હિરણ્યગુપ્તનું આવવું. સિદ્ધાર્થક સુમતિકાનું તારામૈત્રક રાક્ષસ સુમતિકાને મુરાના મહેલની અંદરની વાતથી વાકેફગાર કરવા જાસુસ તરિકે રહેવા કહે છે ચાણક્યની પઢાવેલી સુમતિકાને પ્રેમ કુશળતા રાક્ષસ સુમતિકાને પોતાની માનવાની ભુલ કરી તેણીને ઇનામ આપવા હિરણ્યગુપ્તને કહીને જાય છે. હિરણ્ય ગુપ્ત સુમતિકાપર પોતાની રીઢાગીરી જાહેર કરે છે. ચતુર સુમતિકા ઓ ચરીત્ર કરી હિરણ્યગુપ્તને ફસાવી બનાવી તેના હસ્તાક્ષરો તથા રાક્ષસની મુદ્રા છાપવાળા બે કાગળો મેળવી લીયે છે.

## પ્રવેશ ૨ જો.

**સ્થળ**—ધનનંદનું વિલાશોદ્યાન.

રાક્ષસની ધૃષ્ટતા સામે મુરાનો આવેશ. સુમતિકા સાથે કપટ પ્રબંધ. મુરા રાજાનાં રીસામણાં મનામણાં. મુરાને રાજા બેદર્થી અનાવે છે. રાજાને બમાવવા તથા બીજી શોકયો સામે ઉશ્કેરવા મુરાનું એક નવું તરકટ. અને રાજાની બીજી રાણીઓ ઉપર ક્રોધ અને અવિશ્વાસ. મુરાની ચાલાકી ભરી સમજાવટ રાજાનું મુરા ઉપર તુદન પાણી પાણી થઇ પીગળવું. રાક્ષસ પ્રધાનને રાજાનું મળવા જવું. મુરાનું ચાણક્ય પાસે જવા નીકળવું.

## પ્રવેશ ૩ જો.

**સ્થળ**—પાટલીપુત્રમાં ચાણક્યની પર્ણકુટી.

ચાણક્ય ભાગુરાયણને રાક્ષસ સામે ઉશ્કેરે છે. ચન્દ્રગુપ્તના ભેદને ઉઘાડતો ભાગુરાયણ ચન્દ્રગુપ્તનો સેવક થઇ સર્વ રીતે મદદગાર થવા પ્રતિજ્ઞાથી બંધાય છે. રાક્ષસની મુદ્રાછાપવાળા બે કાગળોથી રાક્ષસને ગોથુ ખવરાવવા તથા નંદકુળનોનાશ કરવાની ગોઠવણ એક કાગળથી પર્વતેશ્વર તથા સેલ્યુકસને થોડા લશ્કર સાથે પાટલીપુત્ર પર ચઢી આવવાની લાલચ દેખાડવી ભાગુરાણનું સમાધાન અને ગમન મુરા તથા સુમતીકાનો પ્રવેશ મુરાની ચન્દ્રગુપ્ત માટે અધીરાઈ રાક્ષસની સહીવાળા બીજા કાગળથી નંદવંશનો સમૂળગો નાશ કરવાની બીજી બાજી. ચાણક્ય મુરાને બતાવે છે. મુરાનું પ્રસન્ન થઇ જવું. રાક્ષસના મિત્ર ચંદનદાસના ઘર પાસેથી છેક રાજદરબાર સુધી સુરંગ ગોઠવવાની તોપચી દારૂમાં સાથે વૈતરણ ચન્દ્રગુપ્ત તથા સિદ્ધાર્થકને રાક્ષસના જાસુસ તરીકે પર્વતેશ્વર તથા સેલ્યુકસ પાસે મોકલવા.

## પ્રવેશ ૪ થો.

**સ્થળ**—હીમપ્રદેશમાં અથેનાનો ચંદન મહેલ.

અથેનાની વિરહાવસ્થા. અનુરાગ–રોગ, ઉપચારાર્થે સેલ્યુકસ વૈદ્યને લાવે છે. વૈદ્યની અસમર્થતા. વૈદ્ય તથા જોશી રૂપે તેમ રાક્ષસના જાસુસ તરીકે ચન્દ્રગુપ્ત તથા સિધ્ધાર્થકનું આવવું. રાક્ષસની મુદ્રાછાપવાળી બનાવટી ચિઠ્ઠીથી સેલ્યુકસ આદિનું છેતરાવું. થોડા લશ્કર સાથે પાટલીપુત્રને ઘેરવા જવાની તૈયારી. પોતાની પુત્રીને સાજી કરવા વૈદ્ય બનેલા ચન્દ્રગુપ્તને ભલામણ કરી સેલ્યુકસ આદિનું લશ્કરી વ્યવસ્થા કરવા જવું. ચન્દ્રગુપ્ત વૈદ્યનો અથેનાપર ચમત્કાર. ભરમભર્યું કુતુહલ, સિધ્ધાર્થકનો રમુજી જોશ જોવો. પાછળથી ચન્દ્રગુપ્તનું પ્રસિધ્ધ થઇ વિદાય થવું.

## પ્રવેશ ૫ મો.

**સ્થળ**—પાટલીપુત્રમાં ધનનંદના મહેલનો ભાગ.

રાજાની જીંદગીના સંબંધમાં સુમતિકા રાક્ષસને પૂછે છેમ ફસાવે છે. રાજાને કોઇપણ રીતે મુરાના ફંદમાંથી છોડાવવાનો રાજનિષ્ઠ રાક્ષસનો નિશ્ચય. રાક્ષસ અને રાજાનો ગેળાપ. રાક્ષસ રાજધર્મ બતાવે છે અને મોઘમમાં રાજાને મુરા સંબંધે સાવચેત કરવા મથે છે. મુરા માટે રાજા પૂર્ણ વિશ્વાસ દેખાડે છે. એક વખતને માટે રાજ સભામાં પધારી પ્રજાને દર્શન આપવાની રાજા પાસે પ્રધાનની પ્રાર્થના મુરા સંમતિથી રાજા બહાર નિકળવા કબુલ કરે છે.

## પ્રવેશ ૬ ઠો.

મુરા, સુમતિકા તથા ચાણક્યનાં કાવત્રાંથી મદિરાપાન થયેલી

ચન્દમાલા મુરાને પતિવ્રત ધર્મનો ઉત્તમ ઉપદેશ આપે છે. પતિવ્રત ધર્મ અને વાત્સલ્ય વચ્ચે રકઝક, આખરે ચન્દમાલાનાં સદ્ વચનથી મુરાનું મન નિષ્કપટ પવિત્ર બની પતિપરાયણ થાય છે. ચાણક્યને બોલાવે છે, અને ચન્દ્રગુપ્ત સાથે એકદમ ચાલ્યા જવાની ખબર આપે છે. ચાણક્ય આખરે " ચન્દ્રગુપ્ત તારોજ પુત્ર છે " એ પડદો ખોલે છે પાદણીક બતાવી નિર્ણય કરવાનું મુરાને સોંપી ચાલ્યો જાય છે, પતિનેજ બચાવવાના દૃઢ સંકલ્પ ઉપર મુરા આવે છે રાજા ધન નંદ રાજ સભામાં જવા તૈયાર થઈને આવે છે. મુરા જવાની ના પાડે છે. રાજા દિલાસો આપેછે. રાક્ષસ પ્રધાન વાજતે ગાજતે બોલાવવા આવે છે મુરાને મનાવતો રાજા ચાલ્યો જાય છે આખર પતિને સુરંગમાંથી બચાવવા મુરા પાછળ પાલખીમાં નીકળી પડે છે,

## પ્રવેશ ૭ મો.

### સ્થળ—પાટલીપુત્રનો મહામાર્ગ.

સુરંગના કાવત્રાંનો સઘળો ટાપલો જ્યારે રાક્ષસ પ્રધાન ઉપર પડે તેની સઘળી સૂચના તથા વ્યવસ્થા કરતો ચાણક્ય આવે છે. રાક્ષસને બચાવી લેવાની અને રાજા પાસેથી તેને દૂર ખસેડવાની તજવીજ ધનનંદની સપુત્રસવારી પ્રવેશે છે. સેલ્યુકસ લશકર લઈ ચડી આવેલ છે માટે મદદે તુરત દોડી આવવાની ચિઠી ચાણક્યનો દુત રાક્ષસને આપે છે રાક્ષસ જાય છે પાછળથી પુત્ર સહિત ધનનંદ સુરંગ પુરવાથી દટાઈ પડે છે. મુરા પાલખીમાં આવી પ્હોંચે છે. પતિનો નાશ જોઈ પોતે પણ સુરંગમા કુદી જાણી સતી થાય છે

ટેબલો.

ડ્રોપ સીન.

## અંક ૩ જો.

### પ્રવેશ ૧ લો—સ્થળ—પાટલિપુત્રનો એક રસ્તો.

સેલ્યુકસ સામે લશ્કરી વ્યવસ્થા માટે રાક્ષસ અને બીજો સેનાપતિ વચ્ચે રકઝક, રાક્ષસનુ માનભંગ. રાક્ષસપ્રતિ ભાગુરાયણની વ્યંગોક્તિ પ્રજાજનનો રાક્ષસ ઉપર આરોપ અને કોપ હિરણ્યગુપ્ત પ્રવેશીને વેર કાવત્રાંથી અજાણ્યા રાક્ષસને સાવચેત કરી દુર લઇ જાય છે. ગામગપાટા.

### પ્રવેશ ૨ જો.—સ્થળ-યુદ્ધભુમિ.

સેલ્યુકસ પર્વતેશ્વર તથા મલયકેતુ, તેઓને થોડાં લશ્કર સાથે બોલાવવા માટે અને દગાથી તેઓને પરાજય કરાવવા માટે રાક્ષસપર હાયબળાતરા કરે છે. તેઓની હાર અને સુલેહની માંગણી-શરત ચન્દ્રગુપ્ત પકડવા આવે છે કે સિકંદરાજને ચાહતી અથેના તેને નહિ ઓળખી શકવાથી દ્વંદ્વયુદ્ધની માગણી કરેછે. પ્રેમકટારી ખાવા ચન્દ્રગુપ્ત છાતી ધરે છે પણ અથેનાની કટારી હારી જાય છે. ટેબ્લો.

### પ્રવેશ ૩ જો—સ્થળ પાટલીપુત્રનો રસ્તો

સેલ્યુકસ આદિને નજરકેદ તરીકે લાવવામાં આવે છે, તેઓને રાક્ષસપર આક્ષેપ, પોતાના કુટુંબને ચન્દનદાસને ત્યાં છુપાડી રાક્ષસ કરી નાસી ગયો છે એવી જાસુસદ્વારા ખબર, વળી રાક્ષસની કહેવાતી ચિઠ્ઠીથી ચન્દનદાસે સુરંગ ખોદવા દીધી કે જેમાં સમુગ્ર નંદનો નાશ થયો તે માટે ચન્દનદાસને પકડી લાવવામાં આવે છે, 'રાક્ષસનું કુટુંબ સોંપી દેતો તારો છુટકારો થશે" એવી ચન્દનદાસને ચન્દ્રગુપ્ત તરફથી લાલચ, ચન્દનદાસની ખરી કસોટી અને દૃઢ મિત્રભક્તિ,

રાક્ષસને નમાવવા ચન્દનદાસને શુળીપર ચડાવવા બનાવટી હુકમ, ચન્દનદાસનું અડગ ધૈર્ય.

પ્રવેશ ૪ થો—સ્થળ—ચન્દ્રગુપ્તનો મહેલ

અથેનાની પ્રેમકસોટી કરવા ચન્દ્રગુપ્ત અને સુમતિકાની વેશ બદલને ગમ્મતભરી રમત. ચન્દ્રગુપ્ત બનેલી સુમતિકા પોતાનુ પરણવા અથેનાને દમ બીડાવે છે; અથેનાની સિંહરાજ તરફ પ્રેમનિષ્ટા સિંહરાજનું પ્રગટ થવું, સુમતિકાએ મશ્કરી કરવી નાયક નાયિકાનું પ્રેમ પુર્વક પ્રાવણ, પાછળથી સિદ્ધાર્થકનું આવવું અને સુમતિકાને ચન્દ્રગુપ્ત સમજી ભોડા પડવું, સુમતિકા સિદ્ધાર્થકને બનાવે છે, પાછળથી પ્રસિદ્ધિ અને પરિણય-પ્રણય,

પ્રવેશ ૫-સ્થળ-પાટલિપુત્રના કિલ્લાની બહારના જંગલમાં વધસ્થાન

ચન્દનદાસની બનાવટી મિત્ર તરીકે શંકટદાસના વેશમાં સિધ્ધાર્થક અને રાક્ષસનો મેળાપ સિધ્ધાર્થકનું રહુજી છળ ચન્દનદાસને શુળી પાસ લાવી ફરીને સમજાવ્યો, તેની પત્ની અને પુત્રનો કરૂણોત્પાદક મેળાપ, ચન્દનદાસની સાચી મિત્ર નિષ્ટા અને મરવાની તૈયારી રાક્ષસનું પ્રસિદ્ધ થવું. બંને મિત્રોનો મિત્રધર્મ ઉત્તેજક સંવાદ, ચન્દ્રગુપ્ત અને ચાણક્ય આવીને રાક્ષસને પ્રધાનપદ પાછું લઇ મિત્રને બચાવવા સમજાવે છે. રાક્ષસની નિશ્ચલ રાજનિષ્ટા, રાજભક્તિ ખાતર નિર્દોષ છતાં આવી પડેલા મિથ્યા આરોપ માટે મરવાનો સ્વીકાર કરી વેરીઓથી પણ છુપી વાડ વાહ મેળવવી સેલ્યુકસ આદિનો ન્યાય પ્રધાન રાક્ષસને હાથે થવા દઇ તેને વશ કરવાની ચાણક્યની બીજી બાજી, ભોળા રાક્ષસનો સ્વીકાર ચન્દનદાસને છોડી મૂકવો મિત્રમિલન. સીન ટ્રાન્સફર.

**પ્રવેશ ૬ ઠ્ઠો—સ્થળ**-ચંદ્રગુપ્તનો દરબાર.

ચાણક્યનો એકાન્ત પશ્ચાતાપ અને રાક્ષસને મનાવી લેવાનો નિશ્ચય રાક્ષસ ન્યાયાસને બિરાજે છે, સેલ્યુકસ, પૂર્વતેશ્વર તથા મલયકેતુને બોલાવી રાક્ષસ સામે ઉભા કરવા ચોરના હાથમાં કોટવાળને દંડવાનો ન્યાય સમજી પર્વતેશ્વર રાક્ષસ ઉપર લાલપીળો થઈ જાય છે. નિર્દોષ રાક્ષસની મુંઝવણ, રાક્ષસના પત્રપરથી ચઢાઈ લઈ આવવાનું પર્વતેશ્વરનું કહેવું, રાક્ષસ પોતાની મુદ્રાછાપવાળી પત્રિકા જોઈ દિગ્મૂઢ બની જાય છે. ગુન્હેગાર તરીકે પોતાનો ન્યાય થવા તે ચન્દ્રગુપ્ત-ચાણુકયને વિનવે છે. સત્યાગ્રહ સામે ચાણુકયની કુટ નીતિનું પીગળાવું. પ્રધાનપદ લેવાની પુનઃપ્રાર્થના, નંદવંશજની જ સેવા કરવાની રાક્ષસની પ્રતિજ્ઞા, રક્ષાબંધન, ચક્રવર્તીનાં લક્ષણો આદિથી ચન્દ્રગુપ્તને ચાણુકય ધનનંદનો તથા મુરાનો ખરો પુત્ર સાબિત કરી આપે છે. રાક્ષસનું મનાઈ જવું અને ચન્દ્રગુપ્તની સેવાનો સ્વીકાર ચાણુક્યની નિસ્પૃહા અને સહર્ષ શિષ્યાબંધન, ચાણુકય રાક્ષસને હાથે ચન્દ્રગુપ્તને શિરે રાજમુકુટ ધારણ કરાવે છે. સઘળા રાજભક્તોને અને મદદગારોને ઇનામ તથા કેદીઓને મુક્તિ પર્વતેશ્વર ચન્દ્રગુપ્ત સામે પોતાની આધીનતા સ્વીકારે છે. સેલ્યુકસ પોતાની પુત્રી આથેનાને ચન્દ્રગુપ્ત સાથે પરણાવવા અને કન્યાદાનમાં પોતાનો હિન્દુસ્તાનમાં જીતેલો સઘળો મુલક આપવાની માગણી કરે છે, ઉભયનું પ્રેમાલિંગન, આશીર્વચન.

**સમાપ્ત.**

॥ ॐ तत्सत् ॥

# ચંદ્રગુપ્ત નાટકનાં ગાયનો

## અંક ૧ લો.

સૂત્રધાર— ૧

એક, અદ્વૈત, ૐકાર, અપરંપાર,
રહી નિરાધાર, વ્યાપક—ચરાચર—વિષ્ણુ—
ગુપ્ત ચલવે બધો આ પ્રપંચ—વિસ્તાર—એક,
એ મદારીની દોરીમાં માયા મર્કટી શી નાચે,
વીજ ધ્રુજે થરથર, વાયુ કંપે ફરફર,
સૂરજ, ચન્દ્ર, પૃથ્વી ઘૂમી, રહ્યાં જેનાં ત્રાસે,
ભક્તને રમાડતો, રાક્ષસને રોવાડતો,
સઘળું કરતો છતો નિરાળો, નિરાકાર—એક.

નટી— ૨

હિન્દ રાણી હતી, જગત જાણી હતી,
આર્ય આલમની આશ્ચર્ય—કહાણી હતી,
સ્વર્ગ દેવોની મશહૂર વાણી હતી—હિન્દ
ઋષિ—મુનિ—શૂરવીર—રત્નની એ ખાણી,

જ્ઞાન-કળા-કૌશલ્યે જગગુરૂ ગણાણી.
વીરતામાં ચક્રવર્તીનું બતાવ્યું પાણી.
સુજલ-ફૂલવતી. રસભરી સરસ્વતી,
શ્રીમાં ઇન્દ્રાણી, બુદ્ધિમાં બ્રહ્માણી હતી—હિન્દ.

સુરા— ૩

પ્રીતમજી પ્રાણપ્યારા—દીલદાર દીલ હરનારા
અલબેલા હું ઉમંગે-રંગે રમાડું પ્યારા—;
સાટીનના સુરખ બીછાના બીછાવું સેજ સારા
અત્તર સુગંધે ભીના કરૂં સેવા સ્વામી મારા—
હસું અને હસાવું રસમાં રસિક રીઝાવું
પ્રિતીના પુર પ્યાલા રસરસના પાઉં ન્યારા—
મીઠી મધુરી મ્હારી અહો ભાગ્ય માનુ મારા
રસભીની તેં ભીંજાવ્યો છું તાબે હુ તમારા—
ગણીકા નથી હું પ્યારા છું તમારી દારા
અલબેલા હું ઉમંગે રંગે રમાડું પ્યારા—

સિંહરાજ-ગોવાળો— ૪

અમોને પ્રાણથી પ્યારો અમારો દેશ હિન્દુસ્તાન
અખિલ સંસારમાં ન્યારો અમારો દેશ હિન્દુસ્તાન
હિમાલય શા ઉંચા પહાડો જે સ્પર્શે સ્વર્ગથી આસમાન,
સિન્ધુ ગંગા યમુના આદિ નદીઓ દઈ રહી અમીપાન.
કળા, કૌશલ્ય, વિજ્ઞાનો ઘણા, અહિંથી છુટયાં ઝરણાં,

ઉપનિષદ્ વેદ ગીતા—બ્રહ્મવિદ્યાનાં અનેરા ગાન.
અમોને એવી આ અમ માતૃભૂમિનું હિલે અભિમાન
બોલો હિન્દદેવીનો સુજયજયકાર ને કલ્યાણ

સિંહરાજ— . ૫

રજા દિયોરે, રજા દિયોરે, રજા દિયો,
કર્તવ્ય-યજ્ઞ મોઝાર મુજને રજા દિયોરે,
ગોવાળ-ગોવાળણુ—જઈશ દીવો તું જઈશ દીવો તું જઈશ દીવો
કરી ઝુંપડીમાં અંધકાર પછી આધાર કિયો.
સિંહરાજ—અગ્નિ નકામો ઉષ્ણતા વિના, જ્યોતિહીણા
સૂર્ય ચંદ્ર સૂના.
તેમ ફરજ રહિત અવતાર—મુજને
ગોવાળ-ગોવાળણુ—અમ ગોવાળિયાનો તું કન્હૈયો,
ક્યારે મળીશ ફરીને તું રખેયો!
સિંહરાજ—જ્યારે કરીશ દેશઉદ્ધાર—મુજને

નાયકા— ૬

કાના રોકત હય ડગરીયા,
કયસે નીર ભરનકો જાઉં
હે...નીર ભરનકો જાઉં
કયસેં પનીયા ભરનકો જાઉં—કાના
બારા બરસકી મોરી ઉમરીયા,

કુંવલા જોબન જોર જંતલી કમરીઆ,
લાજ ન મર મર જાઉં—કાના

અથેના— ૭

પૂર્ણ ઇન્દુ મારા સૌભાગ્ય-સિન્ધુતણા છો તમે પ્યારા,
પ્રેમ-બંધે બાંધ્યા હૈડાંની હોડીના લાંગર-કિનારા—પૂર્ણ
મારી જીંદગી-ગુલછડી તેમાં આપરૂપ સુગંધિ,
શરીર સરોવરના તમે નીર, પ્રીતિ કામધેનુ તણા રસક્ષીર,
સ્નેહ-મંદીરના પાયા સ્થિર, થશો ન ન્યા....રા—પૂર્ણ
૧.સંહરાજ—પણ તમને વસન્તને વધાવવા મારી પાસ ક્યારા નથી
ઘેલી ભારતીની લ્હેરો ઉછાળવા જીવન-કિનારા નથી,
ચન્દા ! તમને ખીલવવાને રૂડેરા આંગણુ ઉતારા નથી,
ઓ રાજ્ય બાળા—પૂર્ણ.

સુરા— ૮

કરો આ મારી ભક્તિભરી ભેટનો સ્વીકાર
સમર્પું આપ ચરણોમાં આતિથ્ય-સત્કાર,
ચાણુક્ય—જેઓ છે આત્મ-જ્યોતિના ખરા ઉમેદવાર.
તેને ભુખરા કાંકરા સમા આ હીરાહાર.
સુરા—ઇન્દુના ખંડખંડ મન્દ હાસ્ય જેવી ઝળકે આ
કુન્દનની માળ.
ચાણુક્ય—બ્રહ્મસુધા-સિન્ધુ જ્યાં ઉછળી રહ્યો ત્યાં
ઝાકળ બિન્દુની શી દરકાર—તેને.

સુરા—તપરૂપી ધનથી તમે વિપ્ર-તપોધન, ધન્ય,
ચાણુક્ય—બ્રહ્માંડ ઝીલસો થશું જ્યાં મળશું
બ્રહ્મ-રત્ન અનન્ય—તેને.

અથેના— ૯

મારી પ્રીતિના અવતાર થી વરમાળ આ સ્વીકારો,
પ્રાણ પુષ્પથી ગુથેલી વ્હાલીને ગળે લગાડો—મારી.
જોબનના વને વસી સિંહરાજ ! ગાજો.
બાહુબંધ-પિંજરિયે પ્રીતમજી રાજો.

સિંહરાજ { પણ હાલમાં આ સિંહ છે ગુરૂને આધીન
સ્વદેશતણી સેવા ભક્તિમા છે લીન. }

અથેના—વિરહ-દરિયામા ડુબતીને ઝાલો, ઉગારો.
પાર તારો—મારી.

સુરા— ૧૦

આવો આવોજી અલબેલા છો મનહર મારા ( ૨ )
વારી હુ મન હરનારા તારી છું મનહર મારા
વાલમ વિનાની વર્ષો અકેલી હતી
આજે આનંદ છેલ છેલાં છો મનહર મારા
રસિક રંગ રસિયા મારા ઘડી નવ રહેશો ન્યારા
પીયુજી પાઓ પ્રેમ પ્યાલા છો મનહર મારા
નવલ નવેલી નારી મંજુલ મમ મનહર નારી
ચાલી સુઘડ છો પ્રેમ ઘેલાં છો મનહર મારાં

ચેતનાનંદ— ૧૧

પ્રાણથી અધીક પ્યારી મારી નીરખતાં જીવન સુખકારી.
આજ મુજ જીવન સુખકારી—પ્રાણથી
તુજ સમાન નવ જાણું જગમાં નવ યૌવન નારી
વપુ ગુણ રૂપ રંગ જોઈ તારા રતી પણ ગઈ હારી
જોઈને રતી પણ ગઈ હારી—પ્રાણથી

સાખી.

આવ્યો ભેટો ભામીની, ઉરમાં ધરી ઉમંગ
અંતર પટ અળગા થતાં, પ્રગટે અંગ અનંગ-પ્રાણથી



# અંક બીજો.

સુમતિકા— ૧૨

એક પત્નીવ્રતપાન પીઓ નર ! એક પત્નીવ્રતપાન
સ્ત્રીને પતિવ્રત તેમ તમારૂં પત્નીવ્રતે કલ્યાણ–પીઓ.
તમે ચાહો કે નારી તમારી હો સતી સીતા સમાન,
ઉદાહરણ રૂપ રામ બનો ખુદ પવિત્રતાનું પ્રમાણ–પીઓ
નીજ પત્નીનાં અંગ અંગને દિયો અમી કુપ ઉપમાન
ધાઇ ધાઇ તેના સ્રાધુંટડે લિયો અમરના લાણ–પીઓ.

સુરા— ૧૩

તમારા વચનથી હું હારી વાલમા ( ૨ )
શ્યામ સુંદર તમ વચન ના સાચા
હવે ના ફસાઉં હું તમારી જાળમાં—
રસિક રંગીલા છેલા દોષ મા દેખો પ્યારા
ક્યાંથી લખાણી હું તમારા ભાલમાં—

સુરા— ૧૪

અહો દીલદાર હો પ્યારા પુજારી હું તમારીછું
પ્રણવનો મંત્ર છે તુજ નામ જપુંછું માળ નીસદીન હુ
અવલંબન મૂર્તિ તારી રસિલી આંખમાં ધારી

આસો માસમાં દર્શન પુજારી હું તમારી જું
હવે વ્હાલી ધીરજ ધર તું ચતુરા મારી ચિતહર તું
નહીં તરછોડું નાજુક નાર દીલહર મારી દીલબર તું
શાણુ શીરતાજ હે મારા પુન. હું પામી પ્રેમ પ્યારા
લક્ષ્મીકાંત છો મારા પુજારી હું તમારીજું—

સખીઓ— ૧૫

કુમળી કમળી ફુલમંડળી શી આ સૌન્દર્યની શોભી રહી પુતળી,
રહ્યાં ગાત્ર નક્ષત્ર સમાં ઝળકી, તેમાં જાણે કે ચંદા
ખીલી શીતળી—કુમળી

અમેના—મારે મન ફુલમંડળી વંજળી બળી,
જેને ચંદા કહો તે તો હોળી વળી.
મારા દિલનું દર્દ કોઈ લિયે ન કળી,
મને કોણ પીવાડે દવા એ ગળી—કુમળી.

અમેના— ૧૬

નામ છે નામ છે નામ છે રે મારા ઔષધીનું સિંહરાજ નામછે.
મારી જડી બુટીનું સિંહરાજ નામ છે.
ધામ છે ધામ છે ધામ છે રે મારી શાંન્તિનું પરમ તે ધામ છે,
સુખ-રાજ-રાજ્ય ઉપર રામબાણ છે.

સુધા આ ઝરણું પ્યારૂં, સમણાનું સ્મરણું આરૂ
તેના વીના મરણું મારૂં
દિલનું મુકામ છે, અંતર આરામ છે,
જાન પ્રાણ કેરૂં એ વ્હાલું વિશ્રામ.
તેમાં મારૂં આ જીવન તમામ-છે.

સખીઓ—　　　　　　૧૭

કળી ખોલ કુસુમડી, જો તું ઉઘડી,
આવ્યો ભ્રમર તુજ મા.........૨—કળી.
અથેના—રસિકડાને લ્હેરખડાને બીડુ પાંખડીએ,
ઝુલાવી પરમા.........૨.
ચંદ્રગુપ્ત—તું કળીને ચુમવા આલિંગવા,
આ અલિને હજુ વા....ર, હમણાં પ્રિયા, જવા દે
સખીઓ—ના ન ઉડવા દે,
અથેના—ચોરને લઉં પકડી-કળી.

સુરા—　　　　　　૧૮

ખેલો વસંત બહાર પોઢો પીયુ પ્રાણથી પ્યારા મનહર મારા-
મુજ આશાના પચરંગ ફુલડે શરીર શૈયા મેં સજાઈ
સ્થોને વિસામો દુઃખડા ભુલાવું મદન પવન રહ્યો વાઈ
સરસ સુગંધ આ છાઈ—

ચંદ્ર જોડે જયમ ચાંદની શોભે રતિ રતિકાન્તે રીઝાઇ
શ્રી રાધા રસીક જયમ શ્યામથી શોભે એ સુખ મુજ મનમાંહી
વાલા આનંદ વધાઇ—

વૃન્દમાળા— ૧૯

સાંભળજો બ્હેનો શાણી, ભારત ભુમીમાં કેવી રૂડી સતીઓ થઇ
તમમા સતીઓ થઇ
પતિવૃતમાં પુર્ણ પુર્વ શીયળ ધર્મ શાળીદેવીઓકેવીસતીઓથઇ
તમમા સતીઓ થઇ
હરીશ્ચંદ્રની તારા રાણી પતી કાજ નીચધામ વેચાણી,
પુત્ર મરણનું દુઃખ નવ ગણતાં અંતે અડગ રહી
વિજયવંતી તમમા થઇ
કાળીને કદરૂપી નારી પતિવૃત પાળે ધર્મ વિચારી,
પતિ સેવાના પુન્ય પ્રતાપે પોતે પુતીન થઈ.
તેજ સતીઓ તમમાં થઇ.

ડ્રોપ.

## અંક ૩ જો.

---

અથેના— ૨૦

પિયા-પાંખ હીણી સૂની પંખિણી અપંગ હું છું,
ઉડાયે ન એક પાંખે જીવન મહા આકાશે.
કેમ કરી એક આંખે અંતરાક્ષરો પઢું હું—પિયા
ગૃહ આશ્રમ કલ્પદ્રુમે, દાંપત્ય રૂપી ડાળ,
પ્રિય પત્ની-પતિ-પત્નિ-પંખીડા ત્યાં ફળ ખાય રસાળ.
ક્યારે સ્વામિસંગ થાયે આનન્દ બાગે જવાગે,
પ્રેમના ત્યાં પવનને ઝુલી લ્હાવો સ્વર્ગનો લઉં હું પિયા

અથેના— ૨૧

પ્રાણથી પ્યારા છોરે પ્રીતમજી, પ્રાણથી પ્યારા છો
આ મારા આત્માના જીવન ચેતન છો પ્રાણથી પ્યારા છો
તડફતું દિલ-માછલું તરસ્યું, ત્યાં સ્નેહ સુધા સરવર છલક્યું
આશ આકાશે પ્રભાત મલક્યું તેજ ભાગ્ય ભાનુનું ઝળક્યું
હવે સાથે રહેજો, ન દેજો દગો લેજો લ્હાવ,
આંખના તારા છો રે પ્રીતમજી, પ્રાણથી પ્યારા છો.

સુમતિકઃ—                    ૨૨

આવો એવો અંતરના અતિથિરાજ !

પહેરો પહેરાવું સાજ મુજ વ્હાલીના વરરાજ ! આવો.

તમારે ખાતર હું નારી જાઉં, ખુશીથી નર તજી નારી થાઉં

સિદ્ધાર્થક—

કોણ આ પ્રિયા સુમતિકા હુચ્ચી ! !

સુમતિક—

પૂરા બન્યા હો હોઇ પ્રપંચી ! !

સિદ્ધાર્થક—

હવે શાને શરમાઓ છોડો હઠીલાં લાજ—આવો.



# જાહેર ખબર.

અમારી કંપનીનાં નીચલાં નાટકોનાં ગાયનોની ચોપડીઓ જ્યાં અમારો મુકામ હશે ત્યાંથી નીચલી કીંમતે રોકડેથી અથવા વેલ્યુપેબલ પાર્સલથી મંગાવ્યાથી મળશે.

| ચોપડીનું નામ. | કિંમત. | ચોપડીનું નામ. | કિંમત. |
|---|---|---|---|
| વીર–અભિમન્યુ ... | ૦–૪–૦ | ન્યાયસીંહ .. ... | ૦–૪–૦ |
| જયાકુમારી .. ... | ૦–૪–૦ | ધર્મજ્યોત ... ... | ૦–૪–૦ |
| અહલ્યાબાઈ ... | ૦–૪–૦ | સતી–સવિતા ... | ૦–૪–૦ |
| સીદ્ધ સત્યેન્દ્ર ... | ૦–૪–૦ | રંગતરંગ ... ... | ૦–૪–૦ |
| ચંદ્રગુપ્ત ... | ૦–૪–૦ | ભારતવીર ... ... | ૦–૪–૦ |
| વીર–કેસરી... ... | ૦–૪–૦ | વીર–રમણી ... | ૦–૪– |
| સ્વયંવર ... ... | ૦–૪–૦ | મેઘ મધુરી... ... | ૦–૪– |
| બભ્રુવાહન... ... | ૦–૪–૦ | યોગમાયા... ... | ૦–૪– |
| આત્મભોગ .. ... | ૦–૪–૦ | મહાત્મા તુલસીદાસ | ૦–૪– |
| સમ્રાટ અશોક .. | ૦–૪–૦ | જીવન નૌકા... | ૦–૪– |

બચુભાઈ શીવપ્રસાદ

માલેક

શ્રી આર્યોદય નાટક સમાજ.